॥ ॐ तत्सत् परमात्मान नमः ॥

## શ્રી લક્ષ્મી વિજય નાટક સમાજ

# સતી યમુના.

### નાટકનાં ગાયનો તથા સંક્ષિપ્ત સાર.


રચનાર,

**વલ્લભદાસ વાલજીભાઇ પટેલ**

(સોજીત્રા નિવાસી)

બ્રહ્મકુમારી, સતિ [illegible], [illegible] વિગેરે

નાટ્ય પ્રયોગોના લેખક.



પ્રસિદ્ધ કરનાર,

**શાહ જગાભાઇ વાડીલાલ**

શ્રી લક્ષ્મી વિજય નાટક સમાજના માલીક.

સને ૧૯૨૨ ] [ સંવત ૧૯૭૮

આવૃત્તિ ૨ જી પ્રત ૨૦૦૦

કીંમત રૂા. ૦–૪–૦

---

આ પુસ્તક કરાચી "હિતેચ્છુ" પ્રિન્ટીંગ પ્રેસમાં હરિલાલ
વાલજી ઠાકરે પ્રસીદ્ધ કર્તા શાહ જગાભાઈ વાડીલાલ
ઠે. કરાચી નેપીયર રોડ પર્લ ઓપેરા થીયેટર
એમના માટે છાપ્યું.

---

# પાત્રોની યોજના.

## પુરૂષ પાત્રો.

**જાલમસીંહ**—કનકપુરનો મહારાજા.

**તેજસીંહ**—નેક માજી સેનાપતી જાલમસીંહનો કાકો.

**રૂસ્તમજમાન**—જાલમસીંહનો પાસવાન સેનાપતી.

**જયરાજ**—અભયનગરનો રાજા.

**અલકસીંહ**—અલકપુરનો રાણો.

**અમર**
**અજર** } —અલકસીંહના પુત્રો.

**ડાકટર**—ભેજાનો ચસ્કેલો ઉંટ વઇદ.

**બેરીસ્ટર**—એક ભોળો વકીલ.

**સુરજરામ**—બૈરીની કમાણી પર તાગડધીન્ના કરનાર એક જડસોની

**લલ્લુભાઇ**—સવારમાંથી ઝવેરી બનેલ લોભી નર.

## સ્ત્રી પાત્રો.

**યમુના**—અલકરાણાની પુત્રી જયરાજની ધર્મ પ્રતિ.

**રેણુકા**—જાલમની ધર્મ પતિ.

**ચંપા**—કુંભારણમાંથી સોનારણ બનેલી એક ધુતારી સ્ત્રી.

સિવાય—અલકરાણાની પતિ સમતા, જમાલ. દેવીદાસ, રૂપચંદ દાસ. દાસીઓ, વારંગનાઓ, લશ્કર વિગેરે વિગેરે.........

**સ્થળ**

**કનકપુર, અલકપુર, અને અભયનગર, તથા અલકપુરીની આસપાસનું જંગલ.**

# લેખકના બે બોલ.

(પહેલી આવૃત્તીની પ્રસ્તાવના.)

વડોદરાની કદરદાન પ્રજા સમક્ષ મારા બે ખેલ એક બ્રહ્મકુમારી અને બીજો સતિ પ્રફુલ રજુ કરતાં તેમના તરફથી મને જે સંતોષ મળ્યો છે, તેથી હું કદરદાન પ્રેક્ષક ગણનો આભાર માનું છું. વળી આ ત્રીજો પ્રયોગ સતિ યમુનાનો રચી, મારા પરમ સ્નેહી **શ્રી લક્ષ્મી વિજય નાટક સમાજના** માલીક શાહ જગાભાઈ વાડીલાલને સમર્પું છું. તો તે પ્રયોગનું અવલોકન કરી શોખીન અને કદરદાન પ્રજા અદલ ઇન્સાફ આપશે એવી આશા રાખું છું. પ્રસ્તુત પ્રયોગની વસ્તુ સંકલનામાં સદરહુ કંપનીના ડાયરેકટર મી. બંકુભાઇ નીછાભાઈ દેશાઇએ મને જે કીંમતી મદદ આપી છે તે માટે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું. અસ્તુ.

**લી. વલ્લભદાસ વાઘજીભાઈ.**

વાંકાનેર થીએટર, વડોદરા

તા. ૪–૧૦–૨૧.

# સતી યમુના

## નાટકનો સંક્ષિપ્ત સાર.

પ્રારંભે પ્રાર્થના બાદ સુત્રધાર અને બાળાઓ વચ્ચે નાટ્ય પ્રયોગ સંબંધી વસ્તુ સુચન.

પ્રવેશ ૧લો—યમુનાનું હરણ કરવા નહિ જવાથી તેજસિંહને સેનાપતિના હોદ્દા ઉપરથી બરતરફ કરી તે જગ્યા રૂસ્તમજમાનને આપી યમુનાનું હરણ કરવા રૂસ્તમ સાથે જાલમસીંહનું અલકપુરી તરફ પ્રયાણ.

પ્રવેશ ૨જો—બાગમાં પોતાની સહચરીઓ સાથે સુઘડ સ્વામી સંબધી યમુનાનો સંવાદ, જયરાજનું આગમન, દૈવી પ્રેમના અંકુર જયરાજનું અભય નગર તરફ પ્રયાણ, જાલમસીંહના હાથે યમુનાનું હરણ.

ટેબ્લો

પ્રવેશ ૩જો—ચંપા તથા સુરજરામે પઇસા પડાવવા માટે બેરીસ્ટરને પાગલ બનાવી ડાક્ટરને સ્વાધીન કરવો બાદ લલ્લુભાઈ ઝવેરીને ધુતવાની કોશીશ.

પ્રવેશ ૪થો—અલકરાણા ત્થા તેના પુત્ર અજયને દાસી મારફતે યમુનાના હરણના સમાચાર મળતાં યમુનાને છોડાવવા માટે તેમની તૈયારી.

પ્રવેશ ૫મો—ભર દરબારમાં જાલમસીંહ યમુનાનું શીયળ ભંગ કરતાં તેજસીંહ મારફતે સતીના શીયળનો બચાવ, તેજસીંહને ઠાર કરવા, જાલમે રૂસ્તમને આપેલો હુકમ, રેણુંકાથી તેજસીંહનો બચાવ,

ટેબ્લો.

પ્રવેશ ૬ ઠ્ઠો—ડાકટરના દવાખાનામાં ચંપાની ચાલાકી, ઝવેરીનું ઝવેરાત, ડાકટરનો કીંમતી માલ, ચંપાએ ચાલાકીથી લઇ પસાર થવું. એક બીજાનો માલ જવાથી, ડાકટરને ઝવેરી ગમાર, બેરીસ્ટર પસાર.

પ્રવેશ ૭ મો—અલક પુરીના કિલ્લા પર જાલમનો ધસારો, અલકસીંહ તથા જાલમસીંહ વચ્ચે યુદ્ધ, સમતા જાલમસીંહની પીસ્તોલનો સીકાર, અલક તથા અજર બંધીવાન. ટેબ્લો.

---

# અંક બીજો.

---

પ્રવેશ ૧લો—તેજસીંહ મારફતે યમુનાના હરણના સમાચાર મળતાં તેજસીંહ સાથે જયરાજનું જાલમનો પરાજય કરવા પ્રયાણ. વસંતીકાનું પોતાની સહચરીઓ સાથે આગમન, દેશાટન કરવા નીકળેલ, અમર કુમારનું વસંતીકા સાથે પ્રેમ મીલન.

પ્રવેશ ૨જો—ચંપાની ચાલાકીથી, પાગલોના હાથમાં જયાલક્ષ્મીચંદનું ફસાવું હાસ્ય રસનો આબેહુબ ચીતાર.

પ્રવેશ ૩જો—યમુનાના પ્રેમની માગણી કરતાં, નહી માનવાથી અજર કુમારનું જાલીમસીંહના હાથે ખુન, બાદ યમુનાના ઉપર બળાત્કાર કરવા જતાં રેણુકાથી યમુનાનો બચાવ. ટેબ્લો

પ્રવેશ ૪થો—પાગલોના પ્રપંચમાંથી મહા મુશીબતે છુટેલો જમાલ પસાર, અને ઝવેરી તથા ડાકટર વચ્ચે બેરીસ્ટરના બેહાલ.

પ્રવેશ ૫ મો—તેજસીંહ અને રૂસ્તમજમાન સાથે યુધ્ધ, જયરાજના હાથે રૂસ્તમજમાન કેદ. ટેબ્લો.

પ્રવેશ ૬ઠો—વસંતીકા અને અમ્મર કુમારના પ્રેમ વચ્ચે નીરદોષ જગમલના હાસ્ય વિનોદનો ચિતાર.

પ્રવેશ ૭મો—યમુના પોતાને સુપ્રત કરવા સમજાવતાં નહિં માનવાથી અલકરાણીનું ખુન કરવા જમાલને જાલમસીંહનો હુકમ. હુકમનો અનાદર, હુકમના અનાદરથી જમાલનું ખુન, અને અલકરાણીનું અવશાન, રેણુકા અને જાલમસીંહ વચ્ચે વાકય યુધ્ધ, જયરાજથી રેણુકાનો બચાવ.

## ટેબ્લો.

# અંક ત્રીજો.

---

પ્રવેશ ૧લો—ઉદાર દીલના મહારાજા જયરાજે રૂસ્તમને કેદમાંથી મુકત કરવો અને પોતાના રાજ્યમાં તેના લાયક નોકરી આપવી. બાદ જયરાજની રૂસ્તમ સાથે જાલમસીંહનો પરાજય કરવા કનક પુર જવાની તૈયારી.

પ્રવેશ ૨ જો—ચંપા તથા સુરજરામની ચોરેલો માલ વેચવા માટે તૈયારી પાછળથી વસતીકા અમર કુમારનું અલક પુરી તરફ પ્રયાણ.

પ્રવેશ ૩ જો—રેણુકાના બાળકનું જાલમ હાથે ખુન, યમુનાનો પશ્ચાતાપ, રેણુકાનું આશ્વાસન.

પ્રવેશ ૪ થો—પાગલોનું સરઘસ. ચંપા તથા સુરજરામનું ચોરેલા માલ સાથે પકડાવું બાદ દરબારમાં જવું.

પ્રવેશ ૫ મો—જાલમ હાથે રૂસ્તમનું ખુન. જયરાજ અને જાલમ વચ્ચે યુધ્ધ. જાલમને રેણુકાનો અરસપરસ પ્રાણાંત યમુના તથા વસંતિકા, અને અમર કુમારનું આગમન. ટેબ્લો

પ્રવેશ ૬ ઠો—યમુના અને જયરાજ વચ્ચે પ્રેમ વિનોદ.

પ્રવેશ ૭ મો—દરબાર અમરકુમારનો રાજ્યાભિષેક. કનકપુરનું રાજ્ય તેજસીંહને સુપ્રત, વસંતીકા અને અમરકુમારનો હસ્ત મેળાપ છેવટનો આનંદ.

**શાન્તી !** **શાન્તી !!** **શાન્તી !!!**



॥ ॐ ॥

# સતી યમુના

## નાટકનાં ગાયનો

### પ્રારંભે પ્રાર્થના.

બાળા— (૧)

શ્રી સાધાવર વીશ્વાધાર
હે વિહારી ત્રીપુરારી સુખકારી.
વંદુ વાર વાર..................શ્રી.

સુત્રધાર—બાજી તમારા હાથમાં, સહુ વાતની જગનાથ.
હે તાત તમો ત્રૈ લોકની, ચોકી કરો દીન રાત.

બાળા—ગુણીજન-મુનીવર, ગુણ ગણતાં.
રસના થાકે, વરણવતાં.
ના કળ કળતા, પેખી અકળતા.
હારે પ્રબળતા.
અગમ નીગમ વર પ્રભુ કીરતાર............શ્રી.

**બાળા**— (૨)

સ્યાણી બહેની, પ્રીતે પાળો,
શીયળને સંભાળો.
જગમાં જેનો છે, મહીમાં નીરાળો.
સતિ સીતા પ્રમાણે, સંતાપો કાપો.
શીયળ સાચવતાં, પ્રાણની આહુતી આપો.
વિજય રંગ સજીને અંગ, સ્વામી સંગ મ્હાલો,
શુદ્ધ સતિઓ તાવી, ઈતિહાસ યાદ લાવી.
જરા જુઓ ન ડાઘ કંઈ કાળો.......વિજય રંગ

**બરકર**— (૩)

વગાડી વિજય તણા ડંકા.
હરણ કરી લાવીશું બંકા.
કદી પાછા નહિ પડશું.

**બાલમ**—ચાલો બસ વાહ વાહ વાહ વાહ વાહ
એ ઉરવશી ઉરવશી.
આ આંખથી ઝાંખુ.
એ પ્રેમદા પાસે વળી સહુ, સુખ છે ઝાંખુ.

(૪)

**સખીઓ**— (ગરબો.)

જન્મી ભલે કળીયુગમાં, પ્રતીવ્રત પાળે તે નારને વખાણીએરે
શીયળ પોતાનું સંભાળે, તે દેવી તુલ્ય જાણીએરે.

જવ તલ હોમ્યા ચોરીમાં, બેશી જેની સાથ.
હજાર વચ્ચે હાથ ગૃહ્યો, તેજ સાચો નાથ.
જોડાયું જીવન જેનાથી, જાણો અંતરનો આરામ તેજ પ્રમાણો.
હસવું રમવું પ્રેમથી, શ્યામ સલુણા સંગ,
રંગ રાગમાં ખેલવું, આધીન તેને અંગ.
કાણો કદરૂપ કે સ્વરૂપવાન, હોય પછી શાણો.
એ શીરતાજ માનીએ રે.
રંક કે તવંગર રાણો, એ નાથ સમ માનીએરે.
હસવું રમવું પ્રેમથી, શ્યામ, સલુણા સંગ,
રંગ રાગમાં ખેલવું, આધીન જેને અંગ.

**સખી**— (૫)

શીરોમણી યમુના નાથ, નમેરા નહિ થશો મહારાજ
પ્રીતે ગ્રહી અબળા હાથ, નમેરા નહિ થશો મહારાજ

**જયરાજ**—તન જુદાં છે તારૂણી, મન જુદાં નહિ થાય.

**યમુના**—વસી રહ્યો નભ મંડળે, ચંદ્ર ચકોરી ચ્હાય.
દીન મણી જેવી, પ્રેમ પ્રબળતા.

**જયરાજ**—પરીમળ રસ ભીનુ તેમ કમળ આ.

**યમુના**—સાચવજો સોહાવા, રસીક વર.

**જયરાજ**—પ્રેમ પાત્રને ચાપી હૃદય પર.
રટજો હરદમ રમણી રસભર..........નાથ૦

સખી— (૬)

શાણી સખીરી તુજને પાતળીઆનો લાગ્યો નેડલો.
ચં૦—સૌ સમજાશે રસીયો જોતાં, વાત વાતમાં નાથ કરતી
મુકશે કેડલો.
સ૦—મા અકળાતું આવી પાછો, મનના મનોરથ પુરસે છેલડો
ચં૦—બોલ બાકી છે કાલી ઘેલી, બેન બનાવી ચાલ્યો છેલડો
સ૦—મન મોહકની પાછળ પાછળ, ભોગ જોગની શેલી સાધજે
રસીયાને તું રીઝાવજે.

ચંપા— (૭)

છું રંગીલી રસીલી, પ્યારી પૈસાદારની.
છું નાજુક હું નખરાળી, કુમળી જોબન મદવાલી.
રસ ઘેલી છેલ છબીલી.
હું ચટક ચાલથી ચાલુ, લળિ લટકે મટકે મ્હાલું
માણું મોજ મઝા મોજીલી.

સર્વ— (૮)

જુવો ભાઇઓ ગલફતનો, ખેલ ખરો થાય.
લ૦—કંચનના ભાવમાં આ કાંસુ તોળાય.
ચં૦—લોંકડીની જાળ મહીં સસલું સપડાય,
મુ૦—લોંકડા એ શીકારને હોયાં કરી જાય,
લ૦—માલ વીના હું મુલ પડાવું,

ચં૦—લોભીલાલને ચગડોળે ચડાવું
સુ૦—લોભીયાના ધન વડે ધુતારા ધરાય,
લ૦—રોવા વાળો ભલે રૂવે, આપણું શું જાય,
ચં૦—કાતર મુકાય છે,
સુ૦—ધુત્યુ ખવાય છે,
લ૦—હવે વાર થાય છે, ચાલ ઝટ ચાલ,
ચં૦—ચંપા તૈયાર છે,
સુ૦—મારે ક્યાં વાર છે,
લ૦—મુડયો ગમાર છે, પાસા પોબાર છે.

( ૯ )

કંચની—હેરી બાલમ સંગમે રેનમે રંગમે ભોર ભયોરે,
જાદુ કીનોયે શ્યામ દુલારે;
મોરી બૈંયાં મરોરી કરકે ઠઠોરી ઠેર રહયો રે.
ચીત ચુરાકે નીંદ ઉડાદી,
છોડી નજર કટરીયાં ઝીનાકો પલમે છેદ ગયો ·

( ૧૦ )

યમુના—તારો ત્રીપુરારી તારો રે મોરારી,
ગરૂડે ચડીને સતિ દ્રૌપદી તારી,
વ્હાલા લેજો ઉગારી—તારો.
તારાને તારી તમે અહલ્યાં ઉગારી

વ્હારે ચડોને વિભુ કુંજ વિહારી,
વ્હાલા લેજો ઉગારી—તારો.
દમયંતી સીતા સતિ ઓણા ઉગારી,
લુંટાય છે લાજ મારી વૃજ વિહારી;
વ્હાલા લેજો ઉગારી—

( ૧૧ )

લલ્લુ—હારે શ્યાણા ડખલુ ભાઈ શી આ નવાઈ
આપો હીરાને પાનારે.
ડાક્ટર—ચલ, જા, જા, જા, દુર, થા, થા, થા.
લલ્લુ—માણેક મોતી ઉંચી જાત,
આપો નહિતો ખાસો લાત.
ડાક્ટર—હાયરે ફસાયો, હાયરે મુઆયો;
પારકી કરી મેં પંચાત=ગોબે.
ચલ, જા, દુર થા, જા, જા, જા,



# અંક ૨જો

---

જયરાજ— (૧૨)

શાન્તી મળેલા તનમાં, પ્રીયાના સંયોગ વિના.
ભાસે સુન્ય વૈભવ સહુ, મનોહારી કાન્તી વિના.
જીવનની જ્યોતીશી, રતિ એ હૃદયે વશી.
અનંગ ઓલાય નહિ, વિયોગ વેઠાય નહિ.
તન તજી મન ભમી, રહ્યું છે રસીલી કને.

જયરાજ— (૧૩)

ઓ અસી કર ધરૂં સબળ તું થા
હરવા જુલ્મી જાલમને પ્રાણ
દયાળું તું થાના—
નીચ અનાડી ભુપર પાડી,
રકત પીવાને રણમાં જા જા.

(૧૪)

સાહેલીઓ—વાહ ચટકો મટકો અલી મદનની કળી,
ખીલતી વળી કરે જ્યમ થન ગન.
વસંતીકા—દુર જાઓ ના રીબાવો, શું બનાવો વાહ ધન ધન
સાહેલી—જાણી છે જાણી છે ખુબી તારી જાણી છે

કામ તણી કળા ખાસી અહા હા.
રતી રંગે મદન જંગે પીયુ સંગે વાહ ધન ધન.

**વસંતીકા**—જા જા ચબેલી ચુપ રહે છકેલી તું.

**સખીઓ**—ભારી લાગો છો ઠગારાં.

**વસંતીકા**—અમથા શું આ લવારા.

**સાહેલીઓ**—જાણ્યા એ તો તારા ઢંગ અહા હા.

(૧૫)

**સખી**—કરો પાવન રાજ પધારી (૨)
વિનવે સખી સરમાળી,

**અ**—અમે પરદેશી સાથે પ્રીતી શી,

**સ**—માન મરોડ મુકીને ચાલો રાજ્ય આપનું ધારી
મ્હેમાની મારી લીઓ સ્વિકારી,

**સ**—રાજ વૈભવે રીઝવી શાણા સેવા કરશું સારી-

**ચંપાઃ**— (૧૬)

રસીકડી હું રંગીલી અલબેલી નાર કેવી,
મુડયા કંઈક મેં ગમાર નીચોવી કીધા ખુવાર,
જડે નહિ જોડ મારા જેવી—
આ જુવાની ચાર રોજ, માણી લે પોતાની મોજ,
કોણ જાણે કાલ પડશે કેવી—

ચંપા— ( ૧૭ )

મને બનારસની સાડી, લાવી આપોરે નાથજી,
વળી પન્નાની વીટીં, ઘડી લાવોરે નાથજી.
મોતીને માણેકે મઢી, લાવો ઝીણા હીરા જડી.
સોનાની બંગડી રૂડી (પછી) ચંપાની જુવો તમે કમાઇરે
નાથજી

સુ—લાવી આપું રૂડી સાડી
સુંદર સારી મન હરનારી, શીરપર ધારી ફર મુજ પ્યારી
વીંટીની ચુડી વાળી પેરો, શાણી શંકા ટાળી.
ચં—વાજી વારે જુઓ ત્યારે, નાણાની કમાઈ ખાસ.
સુ—(રસીક રૂપાળી તું રસાળી, છમ્મક છમ છમ ઠમક ઠમ ઠમ)

યમુના ( ૧૮ )

નર ખર તે ખરા કહેવાય રે
અધર્મ તણો જે ઓઘજ કરતા.
શીયળ અબળાનું હરદમ હરતા.
પર હિત હરવા જાય રે.
સબળ સત્તાથી દુશ્મન દમતા.
દયા નહિ દીલ માંયરે.

( ૧૯ )

[illegible]—ચાલો મારા બાપલા, દયો જલ્દી ઝવેરાત.
[illegible]—માની જાઓ બતલાવો, નહિ તો લગાવીશ લાત.

બે—છે આંધળા પુરે પુરા પાગલ ખરા મુજને મળ્યા.

લ—આપો સાહેબજી મારો માલ.

ડા—હરામખોર તું આગળ ચાલ.

બે—હાય ફસાયો પાગલ હાથે, પારકી કરતાં હું પંચાત.

વસંતીકા (૨૦)

ચંદ્ર તારા રૂપ પર ઘેલી બની હું તો.
તનમાં મનમાં વસી રહયો વાલા.
રસભર મારા જોબનના.
લટકાળા લહેરીલાલ, આવીને અંતરે મહાલ.
મુખડું નીહાળી તારૂં મોહી મનહર સુખ કર વર....ઘેલી

( ૨૧ )

વસંતીકા—વાલમ વર વનીતાની વીનતી સ્વીકારો.
સાથ સજી મારો, પીયુજી પધારો.
અંગના અનંગવર સાથે સોહાવીજ ઠારો.

અ—હૃદયહાર રમણીનાર, મારી મધુરી પધારો.

જ—મોટાં બ્હેન કયાં જશો?

વ—ભાભીને ભેટવા.

જ—ભાભીને તો ભાઈ ભેટે.

વ—તો બ્હેનથી બનેવી ન રહે છેટે.

જ—ઠીક ગોખી રાખું

અ—આલીંગન આપી પ્રીયા ટાળો અંતર તાપ

જ—ઠીક આ પણ ગોખી રાખું.

વ—અધર ચુમીયાં છળ કરી કપટી દીસો આપ.

અ—પ્રેમ રંગ રાગનો છે પંથ પ્યારી ન્યારો.......વાલમ.

રેણુકા— (૨૨)

તન મનમાં હું બળઝળતી છું એ પાપી કસાઇ
તારા કૃત્યથી હું મુઝાઈ.
અતી અમાપ પુરણ પાપ પેખી ઉતાપ ને સંતાપ
થાય લ્હાય દીલમાં...............હું
ધીક ધીક કામી ક્રુર બની પડયો પાપ કુપમાં
ફળો સો ભોગ તેના નીચ કીચ છુપમાં
પળ પળ પામી અધીરતા બકે ભુત વનમાં.
અહો આ હાલ કેવા હોય થાય જનમાં.
પાપી પૂરાં તારાં કામો કેવાં ખારાં દીલ દાઝે મારાં...હું

## અંક બીજો સમાપ્ત



# અંક ત્રીજો



(૨૩)

ચંપા—આપું આ માલ લ્યો અલબેલા
વેચીને આવો વેલા છોગાળા મારા છેલા સોનીડા.

સુ—વેચીને વ્હેલો આવું મન માન્યા રૂપીયા લાવું

ચં—જાવો રસીલા રસીલા
એકના બે કરી લાવો રસીલાજી
ધુતારા ધુર્તને ચલાવી
જાણુતી જો લાજે ધુતાસો ધન લેતાં
શીખજો કંઈ રીતી ભળાવી,
સમજ્યા કે,

સુ—એમ કે,

ચ—હા હા હા.

(૨૪)

વસંતીકા—ચાલોને મોહન મુકો ઠાલી ઠગાઇ
છોડોને છબીલા છેલા છાની છેલાઇ,

મ—સાવ સરલતા એક ભરી તમમાં

વ—સાફ કહું મુકો ઠાલી ઠગાઇ—ચાલો.

અં——કામણગારી કામની કળા કુશળ ભરપુર
બાહુ બંધન દંત ક્ષત દે શીક્ષા અતિ ક્રૂર.

વ——બાળી ભોળી ભામની પ્રેમ દુઃખ સહનાર
કઠોર હૃદયે રેંમના પુરૂષ સ્વાર્થિ કરનાર.....ચાલો

યમુના (૨૫)

શું દુશ્મન દૈવ હમે ભારી.
ધિક ધિક કૃતિ આ વિધિ તારી
બાળ આ બળીઆ બીચારો
કર્મ કેરો હા ભીખારી.
મુકી મ્હેલ રાજપાટ, રઝળે જંગલ વાટ
દુઃખકારી.......................દુશ્મન
ક્ષત્રી પુત્ર ડરે નહિં, સિંહ વરૂથી જાણુ,
વિધી લેખોને વશ રહી જંગલ મંગલ માણુ.
રડના રડના. રડના
જાણું છું મારા માટે દુઃખ વેઠે વીર સાટે
બેની મારી...........................દુશ્મન

(૨૬)

યમુના–હાય વિધીએ કઠણુ કર્મમાં લેખ લખ્યા દુઃખ દેનારા
રૂપ રંગ આ શત્રુ મારા, હાય બન્યા જીવ લેનારા

જાલમ જીવડા, દેહથી દુર થા કુપ પાપના ભરનારા.
સદાય સ્મરજે શાણી બેનીને, જીવ સાટે હિત કરનારા
રે—ભવ છે મુસાફરીની બાજી, સુખ દુઃખ વારા ફરનારા
ફરજ અદા કરતાં, નવ ડરવું એક વખત છે મરનારા

(૨૭)

સ્વ. દે.—હીરા મોતી પન્ના જોતાં શી ફેંદી થઈ રે બાપલીઆ
લ.—એજ મારૂં ઝવેરાત,
ડો.—એજ મારી દેશ બોદા.
સુ.—ઘરડે ઘડપણ ચોરી કરીને ઇજ્જત ના કીધા ડાકરા
સી.—ચાલો તને ઝટ દરબાર
લ.—હીરા લઉં, પન્ના લઉં, મોતી લઉં, મણી લઉં,
ડા.—આગળ થા તું આ ડોકરા..........હીરા૦

(૨૮)

ચ.—ચાલો પ્યારા, પ્રેમી સંગે, મદન જંગે, ઉર ઉમંગે રેલો રંગે;
મમ મન મંદીર વસનારા, છો જીવન નેત્રના તારા;
પ્રીતમજી લાગો પ્યારા, થાશો ના ઘડીએ ન્યારા.
જ.—દીસો દારા દીલ હરણી, ભરી વાણીમાં વશી કરણી;
હું સીંધુની તમે તરણી, આવે ભેટો મનહરણી.

સર્વ પાત્રો ( ૨૯ )

વિભુવર ગિરિધર મુરહર કરજો ભરત ભુમી પર મ્હેર,
મણિ મય લલના લાલ નિપાવો,
મહા નરો શંકર સમ થાઓ,
બાલક પાલક કૃષ્ણ હરી. (૨)
સાનીધ નિધપ ધપમ, પમગ.
મગરે, ગરેસા, સા, સા, સા, વિભુ૦

ડ્રોપ.



# શ્રી લક્ષ્મી વિજય નાટક સમાજનાં

## ખાસ મનન કરવા લાયક ઐતિહાસીક અને
## પૌરાણિક પ્રજાપ્રિય નીવડેલાં નાટકો.



| | | |
|---|---|---|
| ટુંક સાર<br>ગાયનો<br>સાથે<br>કમ્પલીટ<br>કિંમત<br>૦-૪-૦ | સતિ યમુના.<br>સિંધુ કુમાર.<br>રાઠોડ સરદાર.<br>અજયસિંહ. | ટુંક સા<br>ગાયનો<br>સાથે<br>નોકસ<br>કિંમત<br>૦-૪-૦ |

ઉપરના નાટકોની ઓપેરા બુક ઉપરની કિંમતે કંપનીના મુકામેથી મળશે. નોટપેડ કાગળ લેવામાં આવશે નહિ.

માલીક.

**શાહ જગાભાઇ વાડીલાલ.**

શ્રી લક્ષ્મી વિજય નાટક સમાજ.

**પર્લ ઓપેરા હાઉસ-કરાચી.**